# શ્રીગોકુલેશ પાઠશાળા

## શ્રીગુરુપૂર્ણિમા (શ્રીગુરુ પૂજનાત્મક પર્વ)



परम कृपाल श्रीवल्लभनंदन, करत कृपा निज हाथ दे माथे;

जे जन शरण आये अनुसरीही, ग्रही सोंपत श्रीगोवर्धननाथे.१

परम उदार चतुर चिंतामणी, राखत भवधारा व्है साथे;

भज कृष्णदास काज सब सरही जो जाने श्रीविठ्ठलनाथे. २





।। શ્રીગોકુલેશો જયતિ ।।

# શ્રીગુરુપૂર્ણિમા (શ્રીગુરુ પૂજનાત્મક પર્વ)

**गुरोर् ब्रह्मा गुरोर् विष्णु गुरोर् देवो महेश्वरः ।।**

**गुरुः साक्षात् परः ब्रह्म तस्मै श्रीगुरवे नमः ।।**

શાસ્ત્ર આજ્ઞા કરે છે કે શ્રીગુરુદેવ બ્રહ્મા સ્વરૂપ છે, શ્રીગુરુદેવ વિષ્ણુ સ્વરૂપ છે, અને દેવાધિદેવ મહાદેવ સ્વરૂપ છે. શ્રીગુરુદેવ તો સાક્ષાત્ પરબ્રહ્મ છે, આવા શ્રીગુરુદેવને આપણે નમન કરીએ.

અષાઢસ્ય પૂર્ણિમા શૂચિકરઃ - અષાઢ માસની પૂર્ણિમા પાવનકારી છે. શા માટે?

સનાતન ધર્મના સર્વે અનુયાયિઓ માટે આજનો દિવસ ખૂબજ શુભ છે. કારણકે આજના શુભ દિવસે ભગવાન વેદ વ્યાસજીનો પ્રાગટ્ય થયો છે. ભગવાન વેદ વ્યાસજી, કે જેમને શ્રીભાગવત મહાપુરાણ પ્રગટ કર્યું છે. આપશ્રીનું પ્રાગટ્ય તો સમગ્ર સનાતન ધર્મી પોતાના શ્રીગુરુદેવમાં ભગવાન વેદ વ્યાસજીનો આવિર્ભાવ સમજી આજના શુભ દિવસે શ્રીગુરુ પૂજન કરે છે.

આજનો દિવસ અષાઢી પૂર્ણિમા શુભ છે, શા માટે? કારણકે શ્રીગુરુનાં સ્વરૂપનું જ્ઞાન કરાવનારી છે, શ્રીગુરુનું માહાત્મ્યનું જ્ઞાન કરાવનારી છે. આપણે ગમે ત્યાં હોઇએ, પણ વર્ષમાં એક દિવસ સર્વે સનાતન ધર્માનુયાયીઓને પોતાના શ્રીગુરુદેવનું સામિપ્ય કરાવનારી આ શ્રીગુરુપૂર્ણિમા છે, શ્રીવ્યાસ પૂર્ણિમા છે. આજનો શુભ દિવસ આપણા સેવકપણાનાં કર્તવ્યનું સ્મરણ કરાવનારી પૂર્ણિમા છે. શ્રીગુરુદેવ પ્રત્યે આપણી આસ્થાને ઉજાગર કરાવનારી છે, શ્રીગુરુદેવમાં નિષ્ઠા જગાવનારી છે, અને શ્રીગુરુદેવનો આશ્રય દૃઢ-ગાઢ બનાવનારી છે.

પૂર્ણિમા શબ્દમાં જ પૂર્ણતાનો ભાવ સમાયેલો છે. વર્ષ દરમિયાન સત્વથી ખાલી થયા હોઇએ તો આ પૂર્ણિમા શ્રીગુરુવંદના-શ્રીગુરુપૂજન કરાવી આપણને પૂર્ણ કરનારી છે. શ્રીગુરુદેવનું સ્મરણમાત્ર આપણને સન્માર્ગે લઇ જાય છે, પતનથી તપનનું તેજ પ્રદાન કરાવે છે.

પૌરાણિક માહાત્મ્યોમાં રામાયણ અને મહાભારત આપણા સનાતન ધર્મના મહાકાવ્યો છે. આ મહાકાવ્યોમાં પણ શ્રીગુરુદેવનો મહિમા અનંતરીતે ગવાયો છે. મહર્ષિથી બ્રહ્મર્ષિ શ્રીવિશ્વામિત્રજીના પડછાયે શ્રીરામચન્દ્રજી, આપના અનુજ શ્રીલક્ષ્મણજી કિશોરાવસ્થામાં વનજીવનનો અનુભવ મેળવે છે અને શ્રીવિશ્વામિત્રનું સાન્નિધ્ય શ્રીરામચન્દ્રજીની ઉન્નતિમાં મહત્વનો ભાગ પ્રદાન કર્યું છે. સનાતન ધર્મના





અનેક શાસ્ત્રોમાં શ્રીગુરુદેવનો મહિમા ગાવામાં આવ્યો છે. અને આપણા માર્ગમાં પણ શ્રીગુરુદેવના સ્વરૂપને ખૂબજ ઉચ્ચ સ્થાન પ્રદાન કરવામાં આવ્યું છે. શ્રીમહાપ્રભુજીના સેવક દામોદરદાસ હરસાનીજી, જ્યારે એક સમય શ્રીમહાપ્રભુજી દામોદરદાસજીની ગોદીમાં શ્રીમસ્તક ધરી પોઢી રહ્યાં હોઈ છે, તે સમયે શ્રીઠાકોરજી સાક્ષાત્ શ્રીમહાપ્રભુજી પાસે પધારી રહ્યાં હતાં. દામોદરદાસ હરસાનીજી પોતાના સેવક ભાવથી શ્રીઠાકોરજીને માર્ગમાં જ રોકાવા માટે અનુરોધ કરે છે, કારણકે આપશ્રી તો ચંચલ છે અને શ્રીમહાપ્રભુજીની જો નિંદ્રા ખૂલી જશે તો આપને શ્રમ પડશે, તેથી શ્રીઠાકોરજીને રોક્યાં. કારણકે દામોદરદાસજીનો ઉત્કટ સેવકભાવ. અને એટલેજ જ્યારે શ્રીગુસાંઇજીએ દામોદરદાસજીને પૂછ્યું હતું કે શ્રીઠાકોરજીથી શ્રીમહાપ્રભુજીને કેમ મોટા કહ્યાં? ત્યારે દામોદરદાસજી સહજ ભાવે વિનંતી કરે છે કે **જે રાજ! દાન બડો કે દાતા બડો?** તેથી શ્રીમહાપ્રભુજી શ્રીગુરુ છે, જે દાતા છે તે બડા.

શ્રીગુરુદેવનું માહાત્મ્યને કબીરજી પોતાના દોહામાં વ્યક્ત કરતાં કહે છે :

**ગુરુ ગોબિન્દ દોઉં ખડે કાકો લાગું પાય;**
**બલિહારી ગુરુ આપકી જાને ગોબિન્દ દીયો બતાય।**

અદ્વૈતના શૃંગે લઇ જનારી કેડી શ્રીગુરુદેવ છે. જેને આ કેડી મળે છે, જેને આ માર્ગ મળે છે તેનામાં રહેલાં મમતા, ક્રોધ, લોભ, મત્સરના કણ આ માર્ગ-કેડી-પથ પર ચાલતાં તેના એક એક ડગલામાંથી ખરવા માંડે છે, અને તે દિવ્યતા પ્રાપ્ત કરે છે. આવા માહાત્મ્યનું અભિવાદન કરવાની ક્ષણ એટલે અષાઢ માસની પૂર્ણિમા એટલે શ્રીગુરુપૂર્ણિમા. આ ક્ષણનું ગુંજન અને મનન આપણને પાવનકારી પથયાત્રી બનાવે છે. તેથી શ્રીમહાપ્રભુજીના સેવક સૂરદાસજીને જ્યારે પૂછવામાં આવ્યું કે તમે શ્રીમહાપ્રભુજીના કોઈપણ પદ રચ્યા નથી, એવું કેમ? ત્યારે સૂરદાસજીએ આશ્રયનું પદ ગાન કરી સંભળાવ્યું. સત્ગુરુ શ્રીઠાકોરજી તુલ્ય છે, તેમાં રંચકભર ભેદ નથી.

भरोसो दृढ इन चरनन केरो, भरोसो दृढ इन चरनन केरो ।
श्रीवल्लभ नखचन्द्र छटा बीन, सब जग मांझ अंधेरो ।। १ ।।

साधन और नहीं या कलिमें, जासो होत निबेरो ।
**सूर** कहा कहे द्विविध आंधरो, बिना मोलको चेरो । २ ।।





પરમાનંદદાસજી પણ રાગ ભૈરવમાં શ્રીમહાપ્રભુજી પર્યંત સપ્તાચાર્યજીનાં સ્વરૂપને વખાનતું એક સુંદર પદ પ્રગટ કર્યું છે.

રાગ ભૈરવ :- **પ્રાત સમે ઉઠી કરીએ શ્રીલક્ષ્મન સુત ગાન** ।।

પ્રગટ ભએ **શ્રીવલ્લભ પ્રભુ**, દેત ભક્તિ દાન ।। ૧ ।।

**શ્રીવિઠ્ઠલેસ મહાપ્રભુ**, રૂપ હી સુહાન ।।

**શ્રીગીરીધર** શ્રીગીરીધર ઉદય ભયો ભાન ।। ૨ ।।

**શ્રીગોવિંદ** આનંદકંદ કહા ભરનો ગુનગાન ।।

**શ્રીબાલકૃષ્ણ** બાલ કેલિ રૂપ હી સુહાન ।। ૩ ।।

**શ્રીગોકુલનાથ** પ્રગટ કીયો મારગ બખાન ।।

**શ્રીરઘુનાથલાલ** દેખ મન્મથ હી લજાન ।। ૪ ।।

**શ્રીયદુનાથ મહાપ્રભુ**, પૂરન ભગવાન ।।

**શ્રીઘનશ્યામ** પૂરન કામ, પોથી મેં ધ્યાન ।। ૫ ।।

પાંડુરંગ વિઠ્ઠલેસ, કરત વેદ ગાન ।।

પરમાનંદ નિરખી લીલા, થકે સુર વિમાન ।। ૬ ।।

આઓ, આજના શુભ દિવસે આપણે સનાતન સાહિત્યમાં પ્રકટ અનેક સ્તોત્રમાંથી **શ્રીગુરુ સ્તોત્રમ્**નું રસપાન કરીએ.

સર્વે શ્રીગોકુલેશચરણશરણાનુરાગી સેવક સમાજને આજના શુભ દિવસની અનેકાનેક વધાઇ.



ભાવત્ક :- રાજેન્દ્રભાઇ કડકીયા (યુ.એસ.એ), દાસ ગોપાલ (વડોદરા)





।। श्रीगोकुलेशो जयति ।।

# ।। श्रीगुरु स्तोत्रम् ।।

**अखङ्डमण्डलाकार व्याप्ते येन चराचरम् ।।**

**तत्पदं दर्शनं येन तस्मै श्रीगुरवे नमः ।। १ ।।**

જેની શ્રીચરણરજથી ચરાચરમાં જે વ્યાપેલા છે, એવા અખંડમંડલાકારનું દર્શન થાય છે તેવા શ્રીગુરુને નમસ્કાર હો! શ્રીગુરુનું સમસ્ત અસ્તિત્વ નહીં પરંતુ માત્ર શ્રીચરણરજથી સચરાચરમાં વ્યાપ્ત પરમાત્માનું દર્શન થાય છે. આવા શ્રીગુરુદેવનું સામિપ્યતો આખા ભવસાગરને તરાવી દે એવું સામર્થ્ય ધરાવનારું હોય છે, તેમને નમન હો. ૧

**अज्ञानतिमिरान्धस्य ज्ञानाञ्जनशलाकया ।।**

**चक्षुरुन्मीलितम् येन तस्मै श्रीगुरवे नमः ।। २ ।।**

જે જ્ઞાનરૂપી અંજનને સળી વળે આપણી આંખોને (આપણા અંધ બનેલા ચક્ષુને) ખોલે છે, આપણી અજ્ઞાનતા દૂર કરી (પ્રભુમય કરી) આપણને સાવધાન કરે છે, આપણને જાગ્રત કરે છે તેવા શ્રીગુરુદેવને નમસ્કાર હો; લૌકિક મનુષ્યની લૌકિક આખો ખુલી હોય છે, પણ અજ્ઞાનના કારણે અલૌકિક ચક્ષુ અંધ બને છે, મન ઉપર તિમિર-પટલ પડેલો હોય છે. આ પડદાને લીધે મન બહારનું ઉપર છલ્લુ (સંસારમય માયા) જોયા કરે છે, પરંતુ શ્રીગુરુદેવ જ્યાં પીંછીને જ્ઞાનમાં બોળી આંખમાં આંજે છે ત્યાં જ આપણા મનને ઉન્મીલિત કરે છે, એટલે કે ખોલે છે ત્યારે પરમાત્માનું દર્શન થાય છે, ત્યારે જ જીવને પોતાના સ્વરૂપનું જ્ઞાન થાય છે, મહાપ્રભુ શ્રીવલ્લભાચાર્યચરણ, ઊભય પ્રભુચરણ શ્રીગોપીનાથજી-શ્રીગુસાંઈજી, સર્વદા સેવ્ય શ્રીચતુર્થકુમાર શ્રીગોકુલનાથજી, શ્રીયમુનાજીના સ્વરૂપના માહાત્મ્યના દર્શન થાય છે. ૨

**गुरोर् ब्रह्मा गुरोर् विष्णु गुरोर् देवो महेश्वरः ।।**

**गुरुः साक्षात् परः ब्रह्म तस्मै श्रीगुरवे नमः ।। ३ ।।**





શ્રીગુરુદેવ સ્વયં બ્રહ્મા છે, વિષ્ણુ પણ આપજ છો, અને મહેશ પણ આપ જ છો. અર્થાત્ શ્રીગુરુદેવમાં સર્વ દેવો રહેલા છે, વસેલા છે, એટલું જ નહીં પણ શ્રીગુરુદેવમાં તો પરબ્રહ્મ છે, સમગ્ર બ્રહ્માણ્ડ વસેલું છે. આવા શ્રીગુરુદેવને નમસ્કાર હો. શ્રીગુરુનું સ્થાન દેવલોકથી પણ ઊચેરું બતાવ્યું છે. ત્રિદેવ જે સ્થાનમાં બિરાજે છે, તે દેવલોક કહેવાય છે એને કોઈ સીમાડા હોય છે, શ્રીગુરુદેવની તો અસીક બ્રહ્માણ્ડમાં વસેલા હોય છે. ૩

**स्थावर जङ्गम व्याप्त यत्किञ्चित सचराचरम् ।।**

**तत्पदंर्दिशतं येन तस्मै श्रीगुरवे नमः ।। ४ ।।**

જેમની શ્રીચરણરજ જે કંઈ ચર-અચર કહેતાં સ્થાવર અને જંગમમાં વ્યાપેલા પરમ તત્વનું દર્શન કરાવે છે. (શ્રીમહાપ્રભુજી, શ્રીઊભય પ્રભુચરણ શ્રીગોપીનાથજી-શ્રીગુસાંઈજી, શ્રીગોકુલનાથજી, શ્રીયમુનાજી, શ્રીપૂર્ણપુરુષોત્તમ શ્રીકૃષ્ણનું માહાત્મ્ય દર્શન કરાવે તેમને સર્વથી અધિક અને શ્રેષ્ઠ પ્રેમ કરવા સામથ્યવાન બનાવે છે) એવા શ્રીગુરુદેવને નમસ્કાર હો. શ્રીચરણરજનું સદ્ભાગ્ય ત્યારેજ મળે જ્યારે આપણે તેવા શ્રીચરણની પાસે જઈએ. શ્રીગુરુચરણમાં શરણ પામતાની સાથે જ સ્થાવર-જંગમ કહેતાં ચર એટલે ચંચળ-અસ્થિર અને અચર કહેતાં સ્થિર ખસનારું ડગનારું નહીં. તેમાં વસતાં પરમેશ્વરનાં દર્શન થાય છે. પણ જરૂર એ કે શ્રીગુરુદેવના શ્રીચરણોમં જવાની છે. ૪

**चिन्मयं व्यापि यत्सर्व त्रैलोक्य सचराचरम् ।।**

**तत्पदंर्दिशतं येन तस्मै श्रीगुरवे नमः ।। ५ ।।**

જે બ્રહ્મમય છે, જ્ઞાનમય છે, તેની શ્રીચરણરજ ત્રણેય લોક અને બ્રહ્માણ્ડમાં વ્યાપ્ત પરમાત્માનું દર્શન કરાવે છે, તેવા શ્રીગુરુદેવને નમસ્કાર હો. આ શ્લોકમાં પણ શ્રીગુરુના શ્રીચરણનું શરણ પ્રથમ બાબત છે. આવા શરણ વિના અલૌકિકના દર્શન શક્ય નથી. ૫

**सर्वश्रृतिशिरोरत्न विराजित पदाम्बुजम् ।।**

**वेदान्ताम्बुज सूर्यो यः तस्मै श्रीगुरवे नमः ।। ६ ।।**

જેમનાં કમળ જેવા શ્રીચરણમાં શિરોમણી જેવા વેદો, સૂર્યકમળ જેવા ઉપનિષદો શોભાયમાન છે, તેવા શ્રીગુરુદેવને નમસ્કાર હો. વેદ અને ઉપનિષદ્ જેવા ગ્રંથો જેના શ્રીચરણકમળમાં





શોભાયમાન છે, એટલે કે જેને વેદો અને ઉપનિષદોનો ઊંડાણથી અભ્યાસ કરેલ છે, એવા શ્રીગુરુજ જ્ઞાન શલાકા વડે (કૃપા) અંજન કરી ઊંડા અંધારેથી શ્રીપ્રભુ પરમ તેજે લઇ જાય છે. ૬

**चैतन्यः शश्वतः शान्तो व्यामतीतो निरंजन ।।**

**बिन्दुनाद कलातीत तस्मै श्रीगुरवे नमः ।। ७ ।।**

જે નિત્ય ચેતનવાળા છે, આકાશથી પણ પર છે, નિર્લેપ કહેતાં દોષ રહિત છે, બિન્દુનાદ કરતાં કાલમાનથી પણ પર છે એવા શ્રીગુરુદેવને નમસ્કાર હો. શ્રીગુરુદેવ આકાશ અને કાલમાનથી પણ પર છે, શાશ્વત ચૈતનરૂપ છે. ૭

**अनेक जन्म सम्प्राप्त कर्मबन्धविदाहीते ।।**

**आत्मज्ञान प्रदानेन तस्मै श्रीगुरवे नमः ।। ८ ।।**

જે આપણા અનેક જન્મોનાં કર્મબંધનોમાંથી મુક્ત કરનારા છે, આત્મજ્ઞાન કરાવનારા છે, એવા શ્રીગુરુદેવને નમસ્કાર હો. આપણે આ જન્મ અગાઉ જુદી જુદી યોનિઓમાં કેટલાય જન્મો ધારણ કરેલા છે. તેમાં કર્મો પણ કરેલાં છે. કરેલા કર્મોના ભાર સાથે આ જન્મમાં આવ્યાં છીએ. શ્રીગુરુદેવ જ્ઞાનનો દીપ પ્રગટાવી, આત્માનું ભાન કરાવી અનેક જન્મોનાં કર્મોથી મુક્તિ અપાવે છે. ૮

**ज्ञानशक्ति समारूढः तत्वमाला विभूषितः ।।**

**भक्तिमुक्ति प्रदाता च तस्मै श्रीगुरवे नमः ।। ९ ।।**

જે જ્ઞાનશક્તિથી આરૂઢ થયેલા છે, તત્ત્વરૂપી માળાથી શોભાયમાન છે, ભક્તિ અને મુક્તિ અપાવનારા છે, તેવા શ્રીગુરુદેવને નમસ્કાર હો. શ્રીગુરુદેવ એટલે જ જ્ઞાનનિધિ. જ્ઞાનશક્તિને કારણે જ ઊંચા આસને બિરાજે છે. વેદો અને ઉપનિષદોના સારથી શોભાયમાન છે. આપણામાં ભક્તિની ભાવના જાગૃત કરી, મુક્તિ અપાવનાર છે. ૯

**शोषणं भवसिन्धौश्च ज्ञापनं सारसम्पदः ।।**

**गुरो पादोधदुं सम्यक तस्मै श्रीगुरवे नमः ।। १० ।।**





ભાવરૂપી સાગરનું શોષણ કરનારા, સારરૂપી સંપત્તિની જાણકારી આપનારા અને જેના શ્રીચરણ પખાવવાને યોગ્ય છે એવા શ્રીગુરુદેવને નમસ્કાર હો. ભાવરૂપી સાગરમાં તૃષ્ણાઓ, ઇચ્છાઓ, કામનાઓ, સંતાપો, મોહ-મમતાના વળગણા હોય છે. પરિણામે મનને શાંતિ નથી હોતી. અંજપો ચિત્તને શાંત થવા નથી દેતો. શ્રીગુરુદેવ તેનું જ શોષણ કરે છે. પરિણામે ઉપાધિઓમાંથી મુક્તિ મળે છે. આ બધું શ્રુતિઓનો સારની જાણકારીથી થાય છે, શ્રીગુરુદેવ જ આવી જાણકારી પ્રદાતા છે. માટે પૂજનીય શ્રીચરણનું જ શરણ સ્વીકારવું જોઇએ. ૧૦

**नगुरोराधिकं तत्व न गुरोराधिकं तपः ।।**

**तत्वज्ञानत् परं नास्ति तस्मै श्रीगुरवे नमः ।। ११ ।।**

શ્રીગુરુદેવથી અધિક કોઇ તત્ત્વ નથી, કોઇ તપ નથી, જે ઉત્તમ તત્ત્વને જાણનારા અને જતાવનારા છે, એવા શ્રીગુરુદેવને નમસ્કાર હો. શ્રીગુરુદેવની શ્રેષ્ઠતા દર્શાવતો આ શ્લોક છે, તપ અને તત્ત્વ એક બીજાના પૂરક છે. તપથી તત્ત્વની અનુભૂતિ થાય છે. આમ પરમ તત્ત્વની ઝાંખી કરાવનારા શ્રીગુરુદેવ તત્ત્વ અને તપથી ઊંચેરા છે. ૧૧

**मन्नाथ श्रीजगन्नाथः महागुरुः श्रीजगद्‌गुरु ।।**

**महात्मा सर्वभूतात्मा तस्मै श्रीगुरवे नमः ।। १२ ।।**

જે મનને નાથનારા છે, જગતને વશ કરનારા છે, સર્વ પ્રાણીઓના આત્માને તારનાર છે, એવાં જગતનાં શ્રીગુરુદેવને નમસ્કાર હો. મન ચંચળ છે, આવા મન ઉપર જગતને નાથનારા જગત્‌ગુરુ મનની ચંચળતાને સ્થિર કરનારા છે. જગતના સર્વ પ્રાણીઓની ચંચળતાને સ્થિર કરવાની શક્તિ એટલે શ્રીગુરુદેવ. ૧૨







।। श्रीगोकुलेशो जयति ।।

# ।। श्रीगुरुदेवाष्टकम् ।।

।। અનુષ્ટુભ્ ।।

**पुष्टिमार्गीयसर्वज्ञः करुणारसपूरितः ।।**

**श्रेष्ठः फलप्रदाता च तस्मै श्रीगुरवे नमः ।। १ ।।**

કૃપામાર્ગના સંપૂર્ણ રહસ્યને જાણકાર, કરૂણારસથી ભરપૂર, સર્વોત્તમ, તથા ફલનું દાન કરનાર એવા શ્રીગુરુદેવને નમસ્કાર હો. ૧

**दैवीजीवसमुद्धर्ता आनंदमयविग्रहः ।।**

**ध्येयोऽसि मे सदा स्वामिन् रसिकैकशिरोमणिः ।। २ ।।**

દૈવી જીવોનો ઉદ્ધાર કરનાર, આનંદમય જેમનું શ્રીઅંગ છે, તેવા હે સ્વામી! આપ સદા મારે ધ્યાન કરવા યોગ્ય છો અને રસિક-ભગવદ્રસજ્ઞ-પુરુષોમાં એક શિરોમણિ છો. ૨

**प्रतिबन्धनिराकर्ता पुष्टिज्ञानप्रदायकः ।।**

**सर्वसिद्धान्तवक्ता च दीनदुःखासहः प्रभुः ।। ३ ।।**

**सर्वदोषप्रहन्ता च सर्वातीतसुखप्रदः ।।**

**बुद्धिप्रेरकभावात्मा नमामि तमहंगुरुम् ।। ४ ।।**

(ભક્તિમાર્ગના) પ્રતિબંધોને દૂર કરનાર, અનુગ્રહ માર્ગના જ્ઞાનનો પ્રકાશ કરનાર, સર્વ સિદ્ધાંતને કહેનાર, દીન જનોના દુઃખને ન સહી શકનાર, સમર્થ, સર્વદોષોનો નાશ કરનાર, સર્વોપરિ સુખનું દાન કરનાર, બુદ્ધિના પ્રેરક અને ભાવ-સ્વરૂપ જે છે તે શ્રીગુરુદેવને હું નમન કરું છું. ૩, ૪

**स्वरूपज्ञानशून्यस्य कृपया निखिलाघहृत् ।।**

**कार्यमात्रसमर्थात्मन् निजनाथ नमो नमः ।। ५ ।।**





સ્વરૂપના જ્ઞાનથી શૂન્ય-રહિત એવા સ્વકીય જનનાં સમગ્ર પાપોને જે કૃપાથી હરી રહ્યાં છે અને સર્વ કાર્યમાં સમર્થ-સ્વરૂપ, એવા હે પોતાના ભક્તોના નાથ! આપને નમન હો, નમન હો. ૫

**रसमग्नो भग्नदुःखः सर्वदानविलक्षणः ।।**

**सर्वाङ्गसुन्दर विभो रतिनाथविमोहनः ।। ६ ।।**

**भक्तिप्रियो भावगम्यो रसज्ञो रसदायकः ।।**

**अतिमाधुर्यनिचयो दुर्लभो भावबोधकः ।। ७ ।।**

**अनन्यधर्मदाता च व्याभिचारनिवारकः ।।**

**शरणागतसंत्राता कालादिनयनाशकः ।। ८ ।।**

**श्रीविट्ठलप्राप्तिकर्ता निजदासावलम्बकः ।। ८.५ ।।**

**।। इति श्रीनिजदास(श्रीहरिरायचरण)विरचितं श्रीगुरुदेवाष्टकम् समाप्तम् ।।**

ભગવદ્રસમાં નિમગ્ન, દુઃખને ભોગવનાર, સર્વદાન આપવામાં વિલક્ષણ પ્રકારવાળા, જેમનાં સર્વ શ્રીઅંગ સુંદર છે તેવા હે વિભો! આપ કામદેવને પણ મોહ કરનાર ધો; ભક્તિ જેમને વહાલી છે, ભાવથી મેળવી શકાય તેવા રસને જાણનારા, રસનું દાન કરનાર, અત્યંત મધુરતાના સમૂહરૂપ, દુર્લભ ભાવને જણાવનારા, પ્રભુ વિના જેમાં બીજું નથી, તેવા શુદ્ધ ધર્મનું દાન કરનાર, વ્યાભિચારનો વિનાશકરનાર, શરણાગત જીવોના સારી રીતે રક્ષણહાર, કાલાદિના ભયનો નાશ કરનાર, શ્રીવિઠ્ઠલનાથજીના સ્વરૂપની પ્રાપ્તિ કરાવનાર અને પોતાના દાસોને એક અવલંબનરૂપી આપ શ્રીગુરુદેવ છો. ૬, ૭, ૮, ૮.૫

।। આથી શ્રીનિજદાસ (શ્રીહરિરાયચરણ) દ્વારા વિરચિત શ્રીગુરુદેવાષ્ટકમ્ સંપૂર્ણ થયું ।।



**सदानन्द-स्वरूपं तम् देवकीनन्दनं नुमः ।**